Research Paper | Social Science | E-ISSN No : 2454-9916 | Volume : 5 | Issue : 6 | June 2019




# OPINIONS OF YOUNG WOMEN OF BORSAD CITY TOWARDS WOMEN SOCIAL FREEDOM

Dr. Ajitsinh B. Jadeja

Assistant Teacher, T.B.High School, Bhadran, Ta.Borsad,Dis.Anand-Gujarat.

## ABSTRACT

આજની ૨૧મી સદીનો કાળખંડ ખૂબ ગતિમય રીતે આગળ વધી રહયો છે. જયાં આજે સ્ત્રી–પુરુષ સમોવડી બની રહી છે છતાં પણ કેટલીક મહિલાઓને સમાજમાં પોતાની માન્યતા પ્રમાણે જીવવાનો, વર્તવાનો અને અનુસરવા માટેની સ્વતંત્રતા એટલે કે સામાજિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયેલ નથી. તેથી મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગે બોરસદ શહેરની યુવતીઓના મંતવ્યો જાણવા પ્રસ્તુત અભ્યાસ હાથ ધર્યો હતો.

પ્રસ્તુત અભ્યાસના હેતુઓ બોરસદ શહેરની યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના વિચારો શિક્ષણ, વૈવાહિત દરજ્જો, કુટુંબ પ્રકાર, નોકરી કરતી તેમજ ગૃહકાર્ય કરતી સ્ત્રીઓ જેવા ચલના આધારે મહિલા સામાજિક સ્વાતંત્ર્યની કક્ષા જાણવી જેવા હતા. તેમાં દર્શાવેલ ચલના આધારે શૂન્ય ઉત્કલ્પનાઓ રચવામાં આવી તેમજ પ્રસ્તુત અભ્યાસ બોરસદ શહેરની યુવતીઓ પૂરતો મર્યાદિત છે. આ અભ્યાસ માટે સર્વેક્ષણ પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો. વ્યાપવિશ્વ તરીકે બોરસદ શહેર અને નમૂના તરીકે યાદચ્છિક નમૂનાની પસંદગી દ્વારા બોરસદ શહેરની ૧૦૦ યુવતીઓને પસંદ કરવામા આવી હતી. અભ્યાસના ઉપકરણ તરીકે સ્વરચિત મહિલા સામાજિક સ્વાતંત્ર્ય માપદંડનો ઉપયોગ કરીને બોરસદ શહેરની યુવતીઓ પાસે રૂબરૂ મુલાકાત લઈને તેમના મંતવ્યોની માહિતી એકત્રીત કરવામાં આવી હતી. મેળવેલ માહિતીના આધારે મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોની ચકાસણી કરવામાં આવી હતી. ઉંમર, અભ્યાસ, વૈવાહિત દરજ્જો, કુટુંબ પ્રકાર તથા હોદ્દાના આધારે પ્રાપ્તાંકોની સરાસરી શોધવામાં આવી ત્યારબાદ પ્રમાણ વિચલન તથા ક્રાંતિક ગુણોત્તરના આધારે તેની સાર્થકતા નક્કી કરવામાં આવી હતી.

બોરસદ શહેરની યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેની અભિપ્રાયાવલિના મંતવ્યોનું વિશ્લેષણ કરતાં તારણો પ્રાપ્ત થયા કે તેમની સામાજિક સ્વાતંત્ર્યની અપેક્ષા ઘણી નીચી હોય તેવી સંખ્યા વધુ જણાય છે. આમ, સામાજિક સ્વાતંત્ર્ય માટેની મહિલા જાગૃતિનું પ્રમાણ ઓછું છે. ૨૦ વર્ષથી ઓછી ઉંમરની, કોલેજ કક્ષાનો અભ્યાસ કરેલ, વિભકત કુટુંબમાં રહેતી, અપરણિત, નોકરી કરતી યુવતીઓમાં ઉચ્ચ તથા અતિ ઉચ્ચ કક્ષાનો સામાજિક સ્વાતંત્ર્યની અપેક્ષા રાખનારનું પ્રમાણ વધુ છે તો અન્ય ચલમાં સામાન્ય જોવા મળે છે. પ્રસ્તુત અભ્યાસને આધારે ફલિતાર્થ તારવી શકાય કે મહિલાઓમાં સામાજિક સ્વાતંત્ર્યની ભાવના જાગૃત કરવા વિવિધ કાર્યક્રમોનું આયોજન સામાજિક સંસ્થાઓ, સ્વૈચ્છિક સંસ્થાઓ, મહિલા ઉત્કર્ષ વર્ગ દ્વારા થાય અને તેમનામાં જાગૃતિ આવે તેવો પ્રયત્નો કરવા જરૂરી છે. કન્યા કેળવણીને મહત્ત્વ આપવું જોઈએ અને સમાજમાં જાગૃતિ લાવી પરણિત સ્ત્રીઓનું શોષણ અટકાવી તેમનામાં સ્વાતંત્ર્યની ભાવના જાગૃત કરવી જોઈએ.

**પારિભાષિક શબ્દો :** સામાજિક સ્વાતંત્ર્ય, મહિલા સામાજિક સ્વાતંત્ર્ય

**પ્રસ્તાવના:**

આજે સામાજિક પરિસ્થિતિ બદલાઈ રહી છે ત્યારે સમયની માંગ જાણીને સ્ત્રી સમાનતા જેટલી વહેલી તકે લાવવામાં આવે તેટલી તે ભારતીય સમાજ અને દેશના પોતાના હિતમાં ગણાશે. પ્રગતિ અને વિકાસ માટે સ્ત્રી–પુરુષ સમાનતા એ પાયાની બાબત છે.પશ્ચિમના આધુનિક સમાજમાં સ્ત્રી જાતિ સ્વતંત્ર અને સ્વાવલંબી બની રહી છે. તેમાં સન્માનયુકત સમાનતાથી જીવવાની જાગૃતિ આવતી જાય છે. જેમાં પુરુષ જાતિએ નૈતિક રીતે સહભાગી થવાનું છે. આ પ્રક્રિયા બહુ ધીમી છે. કારણ કે મૂલ્ય પરિવર્તનની, સામાજિક રીતિ–રિવાજો અને રૂઢીઓમાં તેમજ વર્તનમાં પરિવર્તન લાવવાની પ્રક્રિયા ઘણી કઠિન હોય છે. સ્ત્રી જાતિને સમાન તકો પ્રાપ્ત થાય એ અભિગમમાં એકલી સ્ત્રીઓ જ સક્રિય બને તે પર્યાપ્ત નથી. પરંતુ સમજુ પુરુષો સ્ત્રીઓની જાગૃતિ–ચેતના અભિયાનમાં સક્રિય પણે તન–મન–ધનથી સહાયરૂપ થાય તે જરૂરી છે.

ગાંધીજીએ સ્વરાજની લડતમાં સ્ત્રીઓને જોડી સ્ત્રી શકિતનો પરચો કરાવ્યો છે. પૂ.બાપુના નીચેના કથનો સમાજની સર્વ સ્ત્રીઓ માટે અને સમાજમાં સ્ત્રી ઉન્નતિ માટે આજે અક્ષરશઃ અનુસરીએ તો જ આપણો સમાજને દેશ સુખી અને સમૃધ્ધ થઈ શકશે.

"આવડા મોટા દેશમાં જયાં અડધો–અડધ પ્રજા સ્ત્રીઓની હોય એ સ્ત્રીઓને કચડી જ નાખવામાં આવે તો એ દેશ કદીય આબાદ બની જ ન શકે. એથી જ આબાદી ઝંખનારાઓને હું પોકારી પોકારીને કહું છું કે સ્ત્રીઓનો સાથ તમારા જીવનમાં, દરેક કાર્યમાં અને દરેક સંયોગમાં બને તેટલો લો" – ગાંધીજી

સ્ત્રી કદી સ્વતંત્ર નથી એ જૂની જર્જરિત અન્યાયો માન્યતા છે. તે બદલીને સ્ત્રી સ્વતંત્ર રીતે, ન્યાયપૂર્ણ વિવેકબુધ્ધિથી સંબંધિત સહુ સાથે સાનુકૂલન સાધીને પોતાનું જીવન જીવે અને સુખમય–સ્નેહમય–શાંતિમય સંસાર રચે તે આપણી આધુનિક સંકલ્પના છે.

***Instead, Never free is Woman's life, Now, Ever free is Women's life.***

**સમસ્યા શીર્ષક:**

મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગે બોરસદ શહેરની યુવતીઓના મંતવ્યો

***Opinions of young women of borsad city towards women social freedom***

**અભ્યાસના હેતુઓ:**

૧. બોરસદ શહેરની યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના

વિચારો જાણવા.

૨. બોરસદ શહેરની ઉચ્ચશિક્ષણ તથા શાળા શિક્ષણ ધરાવતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યો જાણવા.

૩. બોરસદ શહેરની પરણિત તથા અપરણિત યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યો જાણવા.

૪. બોરસદ શહેરની સંયુક્ત કુટુંબ અને વિભક્ત કુટુંબમાં રહેતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોને જાણવા.

૫. બોરસદ શહેરની નોકરી કરતી, ગૃહકાર્ય કરતી તથા અભ્યાસ કરતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યો જાણવા.

૬. બોરસદ શહેરની યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્યની કક્ષા જાણવી.

**અભ્યાસની ઉત્કલ્પના:**

૧. બોરસદ શહેરની ૨૦ વર્ષથી ઓછી ઉંમર તથા ૨૦ વર્ષથી વધુ ઉંમર ધરાવતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત નહિ હોય.

૨. બોરસદ શહેરની શાળા કક્ષાનું શિક્ષણ ધરાવતી યુવતીઓ તથા કોલેજ કક્ષાનું શિક્ષણ ધરાવતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યો સાર્થક તફાવત નહિ હોય.

૩. બોરસદ શહેરની પરણિત યુવતીઓ તથા અપરણિત યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત નહિ હોય.

૪. બોરસદ શહેરની સંયુક્ત કુટુંબમાં રહેતી યુવતીઓ તથા વિભક્ત કુટુંબમાં રહેતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત નહિ હોય.

૫. બોરસદ શહેરની નોકરી કરતી યુવતીઓ તથા ગૃહકાર્ય કરતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત નહિ હોય.

૬. બોરસદ શહેરની નોકરી કરતી યુવતીઓ તથા અભ્યાસ કરતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત નહિ હોય.

૭. બોરસદ શહેરની ગૃહકાર્ય કરતી યુવતીઓ તથા અભ્યાસ કરતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત નહિ હોય.

૮. બોરસદ શહેરની યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોની કક્ષામાં સાર્થક તફાવત નહિ હોય.

**અભ્યાસની મર્યાદાઓ:**

આ અભ્યાસ બોરસદ શહેરની યુવતીઓ પૂરતો મર્યાદિત છે.

**સંશોધનની કાર્યપધ્ધતિ:**

પ્રસ્તુત અભ્યાસ માટે અભ્યાસકે સર્વેક્ષણ પધ્ધતિનો ઉપયોગ કર્યો હતો.

**વ્યાપવિશ્વ:**

પ્રસ્તુત અભ્યાસના વ્યાપવિશ્વ તરીકે બોરસદ શહેરની યુવતીઓનો સમાવેશ થાય છે.

**નમૂનો:**

પ્રસ્તુત અભ્યાસ માટે અભ્યાસકે યાદચ્છિક નમૂનાની પસંદગી દ્વારા ૧૦૦ યુવતીઓનો નમૂનો પસંદ કરવામાં આવ્યો હતો.

**ઉપકરણ:**

સંશોધન માટે અભ્યાસકે સ્વરચિત મહિલા સામાજિક સ્વાતંત્ર્ય માપદંડનો ઉપયોગ કર્યો હતો.

**માહિતીનું એકત્રીકરણ:**

બોરસદ શહેરની યુવતીઓ પાસે રૂબરૂ મુલાકાત લઈને જરૂરી માહિતી આપી અને મહિલા સામાજિક સ્વાતંત્ર્યનું માપદંડ આપવામાં આવ્યું હતુ. અને માપદંડ પૂર્ણ કર્યા બાદ તેનું એકત્રીકરણ કરવામાં આવ્યું હતુ.

**અર્થઘટન:**

મેળવેલ માહિતીના આધારે મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોની ચકાસણી કરવામાં આવી હતી. ઉંમર, અભ્યાસ, વૈવાહિત દરજ્જો, કુટુંબ પ્રકાર તથા હોદ્દાના આધારે પ્રાપ્તાંકોની સરાસરી લેવામાં આવી હતી. ત્યારબાદ પ્રમાણ વિચલન તથા ક્રાંતિક ગુણોત્તરના આધારે તેની સાર્થકતા નક્કી કરવામાં આવી.

**તારણો:**

બોરસદ શહેરની યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેની અભિપ્રાયાવલિના મંતવ્યોનું વિશ્લેષણ કરતાં નીચેના તારણો પ્રાપ્ત થાય છે.

૧. બોરસદ શહેરની યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્યની અપેક્ષા ઘણી નીચી હોય તેવી સંખ્યા વધુ જણાય છે. આમ, સામાજિક સ્વાતંત્ર્ય માટેની મહિલા જાગૃતિનું પ્રમાણ ઓછું છે.

૨. બોરસદ શહેરની ૨૦ વર્ષથી વધુ ઉંમરધરાવતી યુવતીઓ તથા ૨૦ વર્ષની ઓછી વય ધરાવતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત જોવા મળતો નથી. ૨૦ વર્ષથી ઓછી ઉંમરની યુવતીઓ મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગે સામાન્ય કે ઉચ્ચ વિચારો ધરાવનારનું પ્રમાણ વધુ છે.

૩. બોરસદ શહેરની કોલેજ કક્ષાની યુવતીઓ તથા શાળા કક્ષાની યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત જણાય છે. અહીં કોલેજ કક્ષાનો અભ્યાસ કરતી યુવતીઓમાં શાળા કક્ષાનો અભ્યાસ કરતી યુવતીઓ કરતાં સામાજિક સ્વાતંત્ર્યની અપેક્ષા વધુ જણાય છે. આથી શિક્ષણ એ સામાજિક સ્વાતંત્ર્યની અપેક્ષા પર અસર કરતું મહત્વનું પરિબળ જણાયું છે. કોલેજ કક્ષાનો અભ્યાસ કરેલ યુવતીઓ ઉચ્ચ તથા અતિ ઉચ્ચ કક્ષાનો સામાજિક સ્વાતંત્ર્યની અપેક્ષા રાખનારનું પ્રમાણ વધુ છે.

૪. બોરસદ શહેરની સંયુક્ત કુટુંબમાં રહેતી યુવતીઓ તથા વિભક્ત કુટુંબમાં રહેતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત જોવા મળતો નથી. પરંતુ વિભક્ત કુટુંબમાં રહેતી મહિલાઓના સામાજિક સ્વાતંત્ર્ય અંગેની અપેક્ષા સંયુક્ત કુટુંબની મહિલાઓ કરતાં ઊંચી જણાય છે.

૫. બોરસદ શહેરની પરણિત યુવતીઓ તથા અપરણિત યુવતીઓના

મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત જણાય છે. અહીં અપરણિત મહિલાઓ પરણિત મહિલાઓ કરતાં સામાજિક સ્વાતંત્ર્ય અંગે વધુ અપેક્ષા ધરાવે છે. તેઓના મંતવ્યો વધુ સામાજિક સ્વાતંત્ર્યની તરફેણમાં છે. સામાજિક સ્વાતંત્ર્યમાં અપરણિત યુવતીઓમાં પરણિત મહિલાઓ કરતા ઉચ્ચ અને અતિ ઉચ્ચ કક્ષાનું પ્રમાણ વધુ જોવા મળે છે.

૬. બોરસદ શહેરની નોકરી કરતી યુવતી અને ગૃહકાર્ય કરતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત જણાય છે. નોકરી કરતી મહિલાઓ ગૃહકાર્ય કરતી મહિલાઓ કરતા સામાજિક સ્વાતંત્ર્યની તરફેણમાં છે.

૭. બોરસદ શહેરની નોકરી કરતી તથા અભ્યાસ કરતી યુવતીઓનાં મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત નથી.

૮. બોરસદ શહેરની ગૃહકાર્ય કરતી યુવતીઓ તથા અભ્યાસ કરતી યુવતીઓના મહિલા સામાજિક સ્વાતંત્ર્ય અંગેના મંતવ્યોમાં સાર્થક તફાવત જણાય છે. અભ્યાસ કરતી યુવતીઓ ગૃહકાર્ય કરતી યુવતીઓ કરતાં વધુ સામાજિક સ્વાતંત્ર્યની તરફેણમાં છે. ગૃહકાર્ય કરતી મહિલાઓ સામાજિક સ્વાતંત્ર્ય અંગેનું પ્રમાણ નીચું છે. જયારે નોકરી કરતી મહિલાઓનું પ્રમાણ સૌથી ઊંચુ છે.

**શૈક્ષણિક ફલિતાર્થ:**

પ્રસ્તુત અભ્યાસને આધારે નીચેના જેવા ફલિતાર્થ તારવી શકાય છે.

- યુવતીઓમાં મહિલા સામાજિક સ્વાતંત્ર્યનું પ્રમાણ સામાન્ય કક્ષાનું વધુ છે. સામાજિક વિકાસ માટે આ પ્રમાણ ઊંચુ લાવવું આવશ્યક છે. આ મતે મહિલાઓમાં સામાજિક સ્વાતંત્ર્યની ભાવના જાગૃત કરવા વિવિધ કાર્યક્રમોનું આયોજન, સામાજિક સંસ્થાઓ, સ્વૈચ્છિક સંસ્થાઓ, મહિલા ઉત્કર્ષ વર્ગ દ્વારા થાય અને તેમનામાં જાગૃતિ આવે તેવા પ્રયત્નો કરવા જરૂરી છે.

- શિક્ષણ મહિલા સામાજિક સ્વાતંત્ર્ય પર અસર કરતું મહત્વનું પરિબળ છે. આથી કન્યા કેળવણીને મહત્વ આપવું અને યુવતીઓ ઉચ્ચ અભ્યાસ પ્રાપ્ત કરે તેવા પ્રયત્નો કરવા જોઈએ.

- ગૃહકાર્ય કરતી તથા સંયુકત કુટુંબમાં રહેતી મહિલાઓમાં પણ સામાજિક સ્વાતંત્ર્યની ભાવના નીચી જોવા મળે છે. તેઓ પણ સ્વાતંત્ર્યલક્ષી બાબતોથી જાગૃત થાય તે માટે કુટુંબ તથા સમાજના સભ્યોએ પ્રયત્ન કરવા જોઈએ.

- પરણિત સ્ત્રીઓમાં પણ સામાજિક સ્વાતંત્ર્યનું પ્રમાણ ઓછું જોવા મળે છે. સ્ત્રીને પરણ્યાં પછી તેના અધિકારો છિનવી તેને કહ્યાગરી કે ગુલામ જેવી પરિસ્થિતિમાં રાખવી યોગ્ય નથી. આ માટે સમાજમાં જાગૃતિ લાવી પરણિત સ્ત્રીઓનું શોષણ અટકાવી તેમનામાં સ્વાતંત્ર્યની ભાવના જાગૃત કરવી જોઈએ.

**ઉપસંહાર:**

આજે સ્ત્રી–પુરુષ સમોવડી બની રહી છે. મહિલા સ્વાતંત્ર્ય વધવાની સાથે સાથે સામાન્ય સમાજનું જીવન ધોરણ ઊંચું આવવા લાગ્યું છે. અત્યાર સુધી સ્ત્રીઓને જે અન્યાય થતો રહયો છે તે દૂર કરી પૂરતી તકો આપી સ્ત્રીને તેના બધા અધિકારો ભોગવવા શકિતમાન બનવાના અવસરો પૂરા પાડવા; જેથી તે તન–મનથી સર્વાંગી સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે, આર્થિક રીતે સંપન્ન બને, સાધન સંપતિના વિવિધ સ્ત્રોતોનું નિયંત્રણ કરે અને સમાજના સંતુલિત, સર્વાંગી અને સાતત્યપૂર્ણ વિકાસ માટે તેનામાં રહેલી શકિતઓનો ઉપયોગ કરવામાં પોતે સમર્થ બને.

**સંદર્ભ સૂચિ:**

૧. Aggarwal J.C. (1966): Educational Research an introduction, New Delhi, Arya Book Depot.

૨. Brog Walter R. (1985): Educational Research, New York, David Mckay co.

૩. Koul Kokesh (1984): Method of Education Research, Delhi, Vani Education Book.

૪. આચાર્ય મોહિની (૨૦૦૮): શિક્ષણમાં સંશોધનનું પધ્ધતિશાસ્ત્ર, અક્ષર પબ્લિકેશન, અમદાવાદ

૫. ભટ્ટ મીરા: "સ્ત્રી શકિત", જાગૃતિના પંથે નવભારત સાહિત્ય મંદિર, અમદાવાદ

૬. ભટ્ટ મીરા (૨૦૦૬): નારી! તું તારિણી, નવભારત સાહિત્ય મંદિર, અમદાવાદ

૭. કડીકર યશવંદ (૨૦૦૭): નારી જાગૃતિ અભિયાન, સાહિત્ય સંગમ, સુરત